મુંબઈ સરકારે, ગુજરાત વિદ્યાપીઠ અને ગાયકવાડ સરકારે
ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરેલું.

# નીતિવાચનમાળા.

## પુસ્તક ૨ જું.


કર્તા.

ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત.


કિંમત ત્રણ આના.

એકની એક વાતનો જુદે જુદે પ્રસંગે ઉપયોગ કરવાનું ચતુર શિક્ષક ચૂકશે નહિ. માત્ર એ કહેવાની શૈલીમાં સહજ ફેરફાર કરી લેવો. એટલે પહેલી વખત એ વાતમાં જે બાબત પ્રધાનપણે વર્ણવી હોય તે બાબત બીજી વખત ગૌણપણે વર્ણવવી અને જોઈતી બાબતને પ્રાધાન્ય આપવું. ઉપલા ધોરણના બાળકો પાસે એ નિબંધરૂપે લખાવવાથી તેમની લેખનશક્તિ પણ વધશે.

આ પુસ્તકમાં આપેલા વિષય એક પછી એક સંબંધપૂર્વક ચલાવવા. એ વિષયને લગતા સરકારી વાચનમાળામાં આવી ગએલા પાઠો સંબંધ અવશ્ય જોડવો. ચોપડીમાં આવતી કવિતાઓ બાળકોને ખાસ સમજાવવી. કેટલીક કવિતાઓમાં મેં સરળતાની ખાતર સહજ ફેરફાર કરવાની છૂટ લીધી છે. નામ વગરની કવિતાઓ મારી લખેલી છે. હું જાણું છું કે તે કવિતાએ તેવી નથી—તેમાં ઘણા દોષો છે—છતાં મેં તે કામચલાઉ દાખલ કરી છે.

આ પુસ્તકની પેઠે આ વાચનમાળાના બીજાં પુસ્તકો માટે પણ આ સૂચનાઓ ધ્યાનમાં રાખવી.

નરસંડા. તા. નડીઆદ.
દેવદિવાળી સં. ૧૯૭૫.

ડાહ્યાભાઈ વ્રજલાલ પંડિત.

## બીજી આવૃત્તિ.

પુસ્તકની વધતી જતી માગણીને લીધે કંઈ પણ ફેરફાર કર્યા સિવાય આ આવૃત્તિ ગુર્જર પ્રજાની સેવામાં રજુ કરૂં છું.

અષાઢી. અષાડ, ૧૯૭૭. કર્તા.

## ત્રીજી આવૃત્તિ.

ઉચિત ફેરફાર આવતી આવૃત્તિપર મુલતવી રાખી આ નવી આવૃત્તિ કાઢવામાં આવી છે.

અષાઢી. અષાડ, ૧૯૭૯. કર્તા.

# અનુક્રમણિકા.



# માબાપને માન આપવા વિષે.

માતપિતા ગુરૂ વડીલને આપો અદકું માન;
સૌ સદ્‌ગુણનું મૂળ એ, નક્કી મનમાં જાણ.



# નીતિવાચનમાળા.

## પુસ્તક ૨ જું.

### પાઠ ૧. પાંડવોની વાત.

પહેલાના વખતમા પાંડવો અને કૌરવો વચ્ચે મોટું યુદ્ધ થયું હતુ. તેમના વડીલ ભીષ્મ, દ્રોણ વગેરે કૌરવોના પક્ષમા હતા યુદ્ધ શરૂ થતા પહેલા પાચે પાડવો ભીષ્મની પાસે ગયા ને તેમને પ્રણામ કરી યુદ્ધ કરવાની રજા માગી. ભીષ્મે રજા આપી કહ્યું, તમારો જય થાઓ તમે મારી પાસે આવ્યા તેથી હુ ઘણો ખુશી થયો છુ જાઓ, નિર્ભય બની યુદ્ધ કરો પછી તેઓ દ્રોણ ગુરૂને પગે લાગ્યા. ગુરૂએ તેમને આશિષ આપી. પછી તેમણે યુદ્ધ શરૂ કીધુ. એમા પાંડવો જીત્યા ને કૌરવોનો નાશ થયો

---

પ્રશ્ન  પાંડવો ભીષ્મ પાસે કેમ ગયા?
„  ભીષ્મે તેમને શું કહ્યું?
„  ગુરૂએ તેમને આશિષ કેમ આપી?

---

# પાઠ ૨. એક સરદારની વાત.

ઘણા જુના વખતમા રોમમા એક પ્રતાપી પુરૂષ થઈ ગયો. એક વખત તે શત્રુઓની મોટી સેનાને હરાવીને શહેરમા પાછો આવ્યો એ બનાવથી રોમન લોકો ઘણા ખુશી થયા પોતાના સરદારને માન આપવાને તેમણે મોટો મેળાવડો કર્યો, ને તે સરદારને રથમા બેસાડી આખા શહેરમાં ફેરવ્યો તે વખતે રસ્તાની એક બાજુ પર તે સરદારના પિતા પગે ચાલતા હતા તેમને જોઇ પેલો સરદાર રથમાથી નીચે ઉતરી પડયો ને દોડતો દોડતો તેમની પાસે જઈ પગે લાગ્યો પિતા એ હરખથી તેને છાતી સાથે દાબ્યો. પિતાના તરફ તે સરદારનો આવો આદર જોઇ સઘળા લોકો તેના વખાણ કરવા લાગ્યા.

પ્ર સરદાર રથમાથી નીચે કેમ ઉતરી પડયો ?
,, લોકોએ તેના વખાણ કેમ કર્યા ?

---

# પાઠ ૩. ટામસ મૂરની વાત.

વિલાયતના એક રાજા પાસે ટામસ મૂર નામનો એક ડાહ્યા પ્રધાન હતો તેના પિતા સાધારણ કામદાર હતા; પણ એ તો બુદ્ધિબળ અને સાચુ બોલવાની ટેવથી રાજાનો માની-

તો થઈ પડયો તે દરરોજ ગાડીમા બેસીને દરબારમા જતો. તેના જવાના રસ્તા પર તેના પિતાની કચેરી હતી દરબારમાં જતા ગાડી ઉભી રખાવી તે કચેરીમા જતો, ને પિતાને પગે લાગી પછી પોતાની ગાડીમા બેસી દરબારમા જતો

પ્ર૦—ટામસ મૂર તેના પિતા પાસે કેમ જતો?

---

## પાઠ ૪. રાજા રૂદ્રસિંહની વાત.

---

આસામમા રૂદ્રસિહ નામનો એક પ્રસિદ્ધ રાજા થઇ ગયો તે ગાદીએ બેઠો તે પહેલા તેની માતા જયમતીને ત્યાના આગલા રાજાએ બહુ ઘાતકી રીતે મારી નાખી હતી રૂદ્રસિહ જ્યારે ગાદીએ બેઠો ત્યારે તેણે પોતાની ભલી માતાની યાદગીરી કાયમ રાખવા માટે ઠરાવ કર્યો પોતાની માતાને જ્યા મારી નાખી હતી, ત્યા તેણે એક સુદર સરોવર બંધાવી તેનુ નામ જયસાગર પાડયુ વળી તેની સામું જયદોલ નામનુ એક મદિર પણ બધાવ્યુ શિવસાગર જીલ્લામા હજી પણ આ બે સ્થળો હયાત છે

---

પ્ર૦—રાજાએ સરોવર મદિર કેમ બધાવ્યાં?

---

# પાઠ ૫. પોલાંડના રાજાની વાત.

પોલાડમા ચોથો બોલસ્લાવ નામનો એક રાજા થઇ ગયો તે તેના પિતા ઉપર ઘણો પ્રેમ રાખતો પિતાના મરણ પછી તેમની નાની છબી તે હમેશાં પોતાના ગળામાં પહેરી રાખતો દરરોજ સવારમા છબીના દર્શન કરી તે પિતાના ઉપકારને સભારતો રાજ્યનુ અથવા ખાનગી કોઇ પણ કામ કરના પહેલા તે પિતાની છબી ગળામાથી કાઢી હાથમા લેતો, ને કહેતો કે વહાલા પિતાજી, આપના નામને બટ્ટો લાગે એવુ એક પણ કામ હુ કદી કરીશ નહિ

પ્ર૦---રાજા તેના પિતાની છબી ગળામા કેમ પહેરી રાખતો ?

,, કામ શરૂ કરના પહેલા તે શુ કહેતો ?

---

# પાઠ ૬. ઇનિયસની વાત.

પહેલાના વખતમા ટ્રોય નામનુ એક મોટુ નગર હતુ તેમા ઇનિયસ નામનો એક સરદાર રહેતો હતો એક વખત એ નગર આગથી સળગી ઊઠયુ તે વખતે એ નગરના માણસો પોતપોતાને વહાલી વસ્તુઓ લઇ નગર બહાર નીકળી નાઠા કોઇ પૈસા લઇ નાસવા લાગ્યુ, કોઇ લુગડાં-લત્તા લઇ દોડયુ ને કોઇ છોકરાછૈયાને સભાળવા રહ્યુ ઇનિયસને બધી વસ્તુઓ કરતા પોતાના પિતા વધારે

વહાલા લાગ્યા તે તેમને ખાધે બેસાડી બળતા નગરમાંથી દોડતો દોડતો બહાર નીકળી ગયો બહાર ઉભેલા સઘળા માણુસો એ જોઇ ઘણી નવાઇ પામ્યા.

---

પ્ર૦—ઇનિયસ તેના પિતાને લઇ કેમ નાઠો ?
„ બીજા માણુસો શું લઇ નાઠા ?

---

## પાઠ ૭. બે સપુત ભાઇઓની વાત.

બે હજાર વરસ ઉપર વિસુવિઅસ નામનો બળતો પહાડ ફાટયો હતો. તેમાથી ધાતુઓ,પથરા વગેરેનો ઉનો રસ નીકળતો હતો તે વખતે તેની પાસેનુ પોપિઆઇ નામનુ નગર એ રસથી નાશ પામ્યુ હતુ એ નગરમા રહેતા બે સપુત ભાઇઓ પોતાની બધી કીમતી અને વહાલી વસ્તુઓને છોડી પોતાનાં માબાપને ખાધે ચઢાવીને ત્યાથી નાઠા તેઓ જે રસ્તે થઇ નાઠા, તે રસ્તાની આગળ પાછળનુ સઘળુ બળી ગયું, પણ તે રસ્તો તો લીલોજ રહ્યો ! પ્રભુની કૃપાથીજ એમ બન્યુ એમ સમજીને લોકો તે જગાને ભક્તિ-માનનુ મેદાન કહેવા લાગ્યા



પ્રશ્ન સપુત ભાઇઓ માબાપને લઇને કેમ નાઠા ?
„ એ જગાને લોકોએ ભક્તિમાનનું મેદાન કેમ કહ્યું ?

---



# સોબત.

માણસ તેવુ નીપજે, જેને જેવો સગ;
વસ્ત્ર બોળીએ રગમા, દીસે તેવો રગ.

દલપતરામ.



# પાઠ ૮. રાજા અને પોપટ.

એક રાજા ઘોડે બેસીને વનમાં જતો હતો તેને જોઇને ભીલનો એક પોપટ બોલી ઉઠયો, હે ભીલો, ધાઓ રે ધાઓ આ રાજા જાય છે તેને લૂટી લો એ સાંભળી રાજાએ વિચાર્યું કે અહીં લુટારાની વસ્તી હશે તે ઘોડો દોડાવી આગળ ચાલ્યો ગયો તેની પાછળ ભીલો દોડયા ખરા, પણ તે પકડાયો નહિ

આગળ ચાલતા રાજા એક વનમા જઇ પહોચ્યો. ત્યા ઘણા ઋષિઓ રહેતા હતા. તેમની પાસે એક પોપટ હતો રાજાને જોઇ તે બોલ્યો, હે ઋષિઓ, આ કોઇ રાજા જાય છે, તેમને માન આપી આશ્રમમા લાવો પોપટના વચન સાભળી ઋષિઓ ત્યા આવી પહોચ્યા, અને રાજાને માન આપી આશ્રમમા લઇ ગયા રાજાએ ત્યા પેલા ભીલોના પોપટની વાત કરી કહ્યુ, આ પોપટની બોલીમા આટલો તફાવત શાથી? એ સાભળીને પોપટ બોલ્યો અમે બને એક માબાપના બચ્ચા છીએ તે ભીલોની સોબતમા રહે છે માટે એવુ બોલતાં શીખ્યો, ને હુ આ ઋષિઓની સોબતમા રહુ છુ તેથી આવુ બોલતા શીખ્યો રાજા મનમા બોલ્યો, ખરેખર સોબત તેવી અસર

---

પ્ર૦ રાજાને જોઇ તે બે પોપટ શુ શુ બોલ્યા?
" તેમની બોલીમાં ફેર શાથી પડયો?

# પાઠ ૯. જૂ અને માકડ.

એક રાજાને ત્યા સુદર પલગ હતો. તેના ઉપર ચાદર પાથરેલી હતી એ ચાદરની સાધમા એક જૂ ભરાઈ રહી હતી, તે હમેશા રાજાનુ મીઠું લોહી ચૂસી આનદ કરતી, એક વખત એક માકડ ફરતો ફરતો ત્યા જઇ, ચઢયો તેને જોઈ જૂ બોલી, માકડભાઈ, તમે અહીં કેમ આવ્યા છો? કોઈ જાણે નહિ તેમ ચાલ્યા જાઓ માકડ કરગરીને બોલ્યો, બેન હુ તમારી ભાઈબધી કરવા આવ્યો છુ મને તમારી સાથે રહેવા દો જૂએ તેને ત્યા રહેવા દીધો ને તેની ભાઈબધી કરી

બીજે દિવસે બપોરે રાજા આવીને એ પલગ પર સૂતો પેલા માકડે તરત રાજાને શરીરે ચટકો દીધો પછી ઝટ લઇને તે પાયાની સાધમા ભરાઈ ગયો રાજાએ નોકરને બોલાવી કહ્યુ, આ ચાદરમા કોઈ જીવ છે તેની તપાસ કર તપાસ કરતા પેલી જૂ પકડાઇ ગઇ. ચાકરે તેને મારી નાખી. મરતી વખતે તેને વિચાર થયો કે જો મે લુચ્ચા માકડની ભાઇબધી કરી નહોત, તો મારે આમ કમોતે મરવુ પડત નહિ.

પ્રશ્ન માકડે જૂને શુ કહ્યુ?

---

„ ચાકરે જૂને કેમ મારી નાખી?

„ મરતી વખતે જૂને શુ વિચાર થયો?

## પાઠ ૧૦. સોબતનું ફળ.

છત્રપતિ શિવાજી મહારાજની પછી તેમનો પુત્ર સભાજી સતારાની ગાદી પર બેઠો. શરૂઆતમા તો તે સારી રીતે રાજકારભાર ચલાવતો હતો, પણ પાછળથી તે કલુસા નામના એક નીચ માણસની સોબતમા પડયો. કલુસા જાતે આળસુ ને વ્યસની હતો તેથી સભાજી પણ તેના જેવો નીવડયો. રાજ્યના કોઇ કામ પર તે લક્ષ આપતો નહિ આખો દિવસ નીશો કરી ગમે ત્યા અથડાતો. એક વખતે એ બને જણ નીશામા ચકચુર થઇ એક વાડીમા પડયા હતા તે વખતે દિલ્હીના પાદશાહના એક સરદારે આવી સભાજીને પકડી લીધો એ સરદારે સભાજીને પાદશાહની હજુરમા મોકલી દીધો પાદશાહે તેને મુસલમાન થવા કહ્યુ, પણ તે ધર્મભ્રષ્ટ ન થયો, તેથી તેણે તેને બહુ ઘાતકી રીતે મારી નખાવ્યો,

પ્રશ્ન સભાજી કોની સોબતમા રહેતો?
,, તેનુ મોત શી રીતે થયુ?

---

## પાઠ ૧૧. સારી સોબત.

કવિ દયારામના એક શિષ્યનુ નામ રણછોડ હતુ એ રણછોડ ચૌદ પંદર વરસની ઉમરનો થયો ત્યા સુધી નઠારા માણસોની સોબતમા રહેતો, ને આખો દિવસ ગાવા

બજાવવામા અથવા ફક્કડ થઇને ફરવામા કાઢતો એક દિવસ તે એક માણુસ સાથે કવિ પાસે જઈ ચઢયો. સાથેના માણુસે રણુછોડને કવિ સાથે ઓળખાણુ કરાવ્યું રણુછોડ ત્યાર પછી કવિનો સમાગમ વધારતો ગયો. કવિની સોબતથી ધીમે ધીમે તે સુધર્યો ને આખરે તેમનો માનીતો શિષ્ય થઈ પડયો.



પ્ર૦ રણુછોડ પહેલાં કેવો હતો ?
,, તે કેવી રીતે સુધર્યો ?

---

# પાઠ ૧૨, સોબત વિષે.

## દોહરા

સજ્જનની સોગત થકી, મળશે સુખ અપાર;
દુર્જનની સોબત થકી, નક્કી જન પસ્તાય. ૧
ઝેર તણી સોબત થકી, પય ઝેરી બની જાય
પણુ સાકર સગે ભળે, આપે સ્વાદ અપાર, ૨
એ રીતે દુર્જન તણો, સગી બહુ નિંદાય;
સજ્જનનો સગી સદા, સૌ જનમાં વખણાય ૩
ચોર તણી સોબત થકી, શા' પણુ ચોર ગણાય,
જુઠાને સગે ફરે, જન જુઠો કહેવાય ૪
માટે બાળક મિત્ર તુ, મનમા કરી વિચાર,
સારી સોબતમાં રહે, સુખ મળશે નિરધાર. ૫

# પાઠ ૧૩. હુસેનખાંની ખિન્ની.

હુસેનખાં એક દિવસ પરગામ જતો હતો રસ્તામાં તે એક રાયણના ઝાડ નીચે આરામ લેવા સુતો ઝાડ ઉપરથી બે ચાર રાયણો તેના મો આગળ પડી મીઆંને એ ખાવાનું મન થયું ખરૂં. પણ હાથ લાંબો કર્યા વિના શી રીતે ખવાય? એવામાં ત્યાં થઇને એક ઉંટવાળો જતો હતો હુસેનખાએ તેને કહ્યુ અબે ઊટવાલે, જરા નીચે ઉતરકે મેરે મુ મે એ ખિન્ની ડાલ તો સહી મીઆનુ આવુ આળસ જોઈ ઉટવાળો મોઢે હાથ દઇ ખૂબ હસ્યો તેણે કહ્યુ મીઆ સાહેબ, ઉંટ ઉપરથી હુ તો કઇ નીચે ઉતરતો નથી. હુસેનખાં બોલ્યો, તું તો બડા એદી દેખાતા હે! ઊટવાળો જરા હસીને બોલ્યો એદી તે હુ કે તુ?



પ્રશ્ન હુસેનખાએ ઉંટવાળાને શુ કહ્યુ?
,, ઊટવાળો કેમ હસ્યો?



# પાઠ ૧૪. મચ્છર ને મધમાખી.

એક મચ્છર હતો, તે બહુ આળસુ હતો. આખો દિવસ તે જરા પણ મહેનત કરતો નહિ, ને આમ તેમ ફર્યા કરતો. એક દિવસ તે બહુ ભૂખ્યો થયો. તેની પાસે



# ઉદ્યોગ.

ઉદ્યોગી જન વિશ્વમાં, સૌથી શ્રેષ્ઠ ગણાય;
સુખસંપત તેને મળે, ઈશ્વર થાય સહાય.



કાંઈ ખાવાનુ હતુ નહિ, અને મહેનત કરવી તો તેને ગમતીજ નહિ આખરે ભુખથી ન રહેવાયુ ત્યારે તે એક મધમાખી પાસે જઇ બોલ્યો, માખી બેન, હું ઘણો ભુખ્યો છુ, માટે મહેરબાની કરીને મને જરા મધ ન આપો ? માખી બોલી, મચ્છરભાઇ, તુ જરાએ મહેનત કરતો નથી, અને મહેનત કરી અમે જે કાંઇ મેળવ્યુ છે તેમા ભાગ પડાવવા આવ્યો છે. તારા જેવા આળસુને મધ આપવુ એ ઠીક નહિ, માટે જા, મહેનત કરી તારે જોઇતો ખોરાક મેળવ એ સાભળીને મચ્છર શરમાઇને ત્યાથી ચાલ્યો ગયો



પ્રશ્ન મચ્છરે માખીને શુ કહ્યુ ?
„ માખીએ શો જવાબ દીધો ?
„ મચ્છર કેમ શરમાયો ?



# પાઠ ૧૫ વેપારી છોકરો.

ઇ સ ૧૮૬૫મા બગાળામા દુકાળ પડયો હતો. તે વખતે વિદ્યાસાગર પાસે આવી કેઇ ભિખારી છોકરે એક પૈસો માગ્યો. વિદ્યાસાગરે તેને કહ્યુ, હું તને ચાર પૈસા આપુ તો તું શુ કરીશ ? છોકરે કહ્યુ, સાહેબ, બે પૈસાનું ખાવાનુ લાવીશ ને બે પૈસા મારી માને આપીશ.

વિદ્યાસાગરે કહ્યુ, હું તને બે આના આપુ તો? છોકરે કહ્યુ, એક આનાના ચોખા લાવી હુ ને મારી મા ખાઇશુ, ને બાકીનો આનો રાખી મૂકીશુ. વિદ્યાસાગરે ફરી કહ્યુ, હુ તને ચાર આના આપુ તો? છોકરે કહ્યુ, બે આનાના ચોખા લાવીશ. ને બે આનાની કેરીઓ લાવી તેનો વેપાર કરીશ. વિદ્યાસાગરે ખુશી થઇ તરત તેને એક રૂપીઓ આપ્યો છોકરો તે લઈ ઘેર ગયો બે વરસ પછી વિદ્યાસાગર એજ શહેરમા ફરી ગયા, ત્યારે તેમણે પેલા છોકરાને વેપારી થએલો જોયો

પ્રશ્ન વિદ્યાસાગરે છોકરાને એક રૂપીઓ કેમ આપ્યો?
,, છોકરે રૂપીઆના શો ઉપયોગ કર્યો?

# પાઠ ૧૬ જાતમહેનત.

એક દિવસ રાજમહેલમા કેટલીક સ્ત્રીઓ ભેગી થઇ વાતો કરતી હતી તેમા આપણા મહારાણી મેરી પણ હતાં. વાતોમા ઘણો વખત ગયો, છતા તેનો પાર ન આવ્યો. એ જોઇ મહારાણી મેરી એકદમ બોલી ઊઠયા, ઉભા રહો, હુ મોજા ગુથવાના અધુરા છે તે લઇ આવુ આપણે વાતો કરીશુ ને સાથે મોજા ગુથવાનુ કામ પણ થશે. આમ કહી તે પોતાના ઓરડામા ગયા ને મોજા લઇ

આવ્યાં. બીજી સ્ત્રીઓ સાથે તે વાતો કરતાં ગયાં ને મોજાં ગૂંથતાં ગયાં વાતો પુરી થઇ તેટલામા મોજા પણ ગુંથાઇ રહ્યાં. આવી રીતે જાતે મહેનત કરીને તે કપડાં તૈયાર કરી ગરીબ માણસોને દાનમાં આપી દે છે



પ્રશ્ન વાતો કરતાં મહારાણી શું બોલ્યાં ?
,, વાતો કરતાં તેમણે શું કામ કર્યું ?

## પાઠ ૧૭. રાજા અને કરોળીઓ.

સ્કોટલાંડમાં રોબર્ટ બ્રૂસ નામનો એક રાજા થઇ ગયો. ઇંગ્લાંડના રાજાએ એક વખત તેનો દેશ જીતી લીધો હતો રોબર્ટ બ્રૂસે તે પાછો મેળવવાને ઘણી મહેનત કરી, પણ તેમાં તે ફાવ્યો નહિ. એક દિવસ તે નિરાશ થઇને બેઠો હતો, તેવામાં તેની નજર એક કરોળીઆ ઉપર પડી. એ કરોળીઓ તાતણા વડે નીચેથી છાપરા ઉપર ચઢવા મહેનત કરતો હતો. પાંચ વખત તેણે મહેનત કરી, પણ તે ઉપર ચઢી શકયો નહિ. તેમ છતાં હિંમત રાખી તે છઠ્ઠી વખત ઉપર ચઢવાને તૈયાર થયો. આ વખતે તે સહીસલામત ઉપર ચઢી ગયો. રાજાએ આ દાખલો લઇ પોતાનો દેશ

સ્વતંત્ર કરવા મહેનત કરવા માંડી લાંબી મુદત સુધી શત્રુ સાથે લડી, આખરે તેણે પોતાનો દેશ સ્વતંત્ર કીધો. કરોળીઆનો દાખલો લઇ રાજાએ પોતાનો દેશ સ્વતંત્ર કીધો, તેથી ત્યાંના લોકો આજે પણ બનતા સુધી કરોળીઆને મારતા નથી.

---

પ્રશ્ન. કરોળીઓ કેવી રીતે છાપરા ઉપર ચઢી શકયો ?
" રાજાએ એ ઉપરથી શી શિખામણ લીધી ?
" તેણે પોતાનો દેશ શી રીતે સ્વતંત્ર કીધો ?

---

## પાઠ ૧૮. મહેનત કરવા વિષે.

### દોહરા.

મોટાં મોટા કામ પણ, સૌ મે'નતથી થાય,
આળસ કરી બેસી રહે, એકે કામ ન થાય. ૧
આળસથી જનદેહ તો, લોઢા પેર કટાય,
ધન દોલત પણ તે થકી, અહકા આધા જાય ૨
ખેડુત મે'નત જે કરે, પાકે તેથી ધાન,
બાળક મે'નતથી ભણે, થાયે પંડિત જાણ. ૩
પેટ ભરે મે'નત કરી, પશુ પંખી હંમેશ,
માખી મે'નતથી કરે, મધપુડો બહુ બેશ ૪
જો જન મે'નત ના કરે, બેસી રહે ઘરમાંય.
દુખ પામે, નિર્ધન બને, આખર બહુ પસ્તાય. ૫





# સત્ય.

દાન સમાન સુપુણ્ય નહિ, ભજન સમો નહિ જાપ;
સત્ય સમાન સુધર્મ નહિ, જૂઠ સમું નહિ પાપ.

દલપતરામ.



# પાઠ ૧૯. ગોખલેની સાચવટ.

ગોપાળ કૃષ્ણ ગોખલેનુ નામ તો તમે સઘળાએ સાભળ્યુ હશે આપણા દેશમા હમણાજ એ મહાપુરુષ થઇ ગયા છે તેમના બાળપણની એક જાણવા જેવી વાત છે, તે તમને કહુ છુ.

ગોખલે જ્યારે ત્રીજુ ધોરણ ભણતા હતા, ત્યારે એક દિવસ તેમના શિક્ષકે વર્ગના બધા છોકરાને ઘેરથી દાખલા ગણી લાવવાને આપ્યા હતા. એ દાખલા માત્ર ગોખલે એકલાજ ગણી ગયા શિક્ષકે ગોખલેને વર્ગમાં પહેલો નબર આપ્યો, અને સૌના સાંભળતા તેમના વખાણ કર્યા પોતાના વખાણ સાભળી ગોખલે ડુસકાં ભરી રોવા લાગ્યા શિક્ષકે તેમને પ્રેમથી પૂછ્યું, ભાઇ તુ કેમ રડે છે? ગોખલેએ કહ્યુ, સાહેબ હુ સાચુ બોલીશ મારે પહેલો નબર જોઇતો નથી. આ દાખલા મેં મારી મેળે ગણેલા નથી, પણ બીજા પાસે ગણાવેલા છે. મારો આ ગુનો માફ કરો હવે પછી કદી હું આવું કામ નહિ કરૂ આમ બોલી તે પોતાના અસલ નંબરે જઇ બેઠા



પ્રશ્ન શિક્ષકે ગોખલેને પહેલો નંબર કેમ આપ્યો ?
„ તે સાથી રડવા લાગ્યા ?
„ તેમણે શિક્ષકને શું કહ્યું ?



# પાઠ ૨૦. બે છોકરાની વાત.

ચારલી અને હીમ નામના બે છોકરા એક દિવસ એક બગીચા આગળ થઇને જતા હતા એ બગીચામાં ગુલાબના સુંદર ફૂલ ખીલ્યા હતા એ જોઈ ચારલી બોલ્યો, જો, આ સુંદર ફૂલ કેવા ખીલ્યા છે ! મારી નાની બેનને એ મળે તો તે ઘણી ખુશી થાય. હીમે કહ્યું, ત્યારે હાથ લાંબો કરી આ વાડ ઉપરથી તોડી લે અહીં કોણ જાણનાર છે ? ચારલીએ કહ્યું, આપણાથી છાનામાના ન લેવાય. તું અહીં ઉભો રહે હું અંદર જઈ થોડા ફૂલ માગી લાવું છું આમ કહી તે બગીચામાં ગયો. તેના ગયા પછી હીમે હાથ ઉંચો કરી ફૂલનું એક ઝુમખું તોડી લીધું અંદર માળી કામ કરતો હતો તેણે એ દીઠું બહાર આવી તેણે હીમને પકડી સજા કરી

ચારલીએ અંદર જઇ બગીચાના માલીક પાસે ફૂલ

માગ્યા માલીકે કહ્યુ, નાઈ, મેં તમારી બનેની વાત સાંભળી છે ચોરી ન કરતા તુ મારી પાસે ફૂલ માગવા આવ્યો, તેથી હુ ઘણો ખુશી થયો છુ જા, તારે જોઈએ તેટલા ફૂલ તોડી લે-



પ્રશ્ન ફૂલ જોઈ ચારલીએ શુ કહ્યુ ?
, હીમે તેને શુ કહ્યુ ?
,, બન્ને જણે શી રીતે ફૂલ લીધા ?
હીરાને માળીએ કેમ મજા કરી ?



## પાઠ ૨૧. ફળ વેચનારો છોકરો.

એક ફળ વેચનારા કાછીઆએ પોતાની દુકાને એક ગરીબ છોકરાને નોકર રાખ્યો હતો એ છોકરો માબાપ વગરનો હતો તેને રહેવાને ઘરબાર પણ ન હતુ તે વીશીમા જમતો ને દિવસે નોકરી કરી રાતે દુકાનના ઓટલા પર સૂઈ રહેતો એક દિવસ એક માણસે તેની દુકાનેથી બે આનાના ફળ વેચાતા લીધા ભૂલથી તે માણસે બેઆનીને બદલે પાવલી આપી ચાલવા માડયુ. પાવલી જોઈ

પેલે છોકરે બૂમ પાડી કહ્યુ, ઉભા રહો શેઠ, તમે બે આના વધારે આપ્યા છે તે લેતા જાઓ. આમ કહી તેણે પેલા માણસને બે આના પાછા આપ્યા. પેલા માણસે જાણ્યુ કે આ છોકરો પ્રમાણિક છે. એ પછી હરરોજ તે એજ દુકાને-થી ફળ લેતો. આ વાત ધીમે ધીમે આખા બજારમાં ફેલાઇ, તેથી એ છોકરાની સાખ વધી આગળ જતાં તે એક મોટો વેપારી થયો

પ્રશ્ન. છોકરાએ ઘરાકને બે આના પાછા કેમ આપ્યા ?
,, તેની સાખ સાથી વધી ?

---

# પાઠ ૨૨. ગરીબ છોકરાનું પ્રમાણિકપણું.

બૂકર ટી. વોશિગ્ટન નામે એક ગરીબ છોકરો હતો. નાનપણમા એક શાળામાં ભણતો હતો. ત્યાં તે દિવસે ભણતો ને રાતે શાળાનુ મકાન સાચવવાનુ' કામ કરતો એ કામ બદલ તેને ખાવાનુ મળતું પહેલે વરસે તેને એ શાળાનુ' ફી બદલ સોળ*ડાલરનુ દેવુ થયું. એ દેવુ પતાવવા

---

* અમેરિકામા ચાલતુ નાણુ એક ડોલરની કિંમત આપણા ત્રણ રૂપીઆ બે આના જેટલી છે

માટે તેણે રજાના દિવસોમા નોકરી ખોળવા માડી પણ મળી નહિ. આખરે તે પોતાના ગુજરાન માટે એક દુકાનમા નોકર રહ્યો એક દિવસ તેને મેજ નીચેથી દસ ડોલરની નોટ જડી. પ્રથમ તો એ નોટ રાખી લેવાનો તેણે વિચાર કર્યો, પણ થોડી વાર પછી એ વિચાર દબાવી દઇ તેણે એ નોટ પોતાના શેઠને પાછી આપી દીધી

શાળા ઉઘડી એટલે તે ખાલી હાથે પાછો ત્યા ગયો શાળાના અધિકારીને તેણે પોતાની બધી હકીકત કહી સભળાવી એ સાભળી તેણે કહ્યુ, હુ તને ખુશીથી શાળામાં દાખલ કરૂ છુ જ્યારે તને મળે ત્યારે તુ દેવુ પતાવજે મને તારો સપૂણ વિશ્વાસ છે



પ્રશ્ન બુકર ટી. વોશિંગ્ટને શેઠને નોટ કેમ આપી દીધી?
પ્રશ્ન શાળાના અધિકારીએ તેને ફી લીધા વગર કેમ દાખલ કર્યો



# પાઠ ૨૩. લુચ્ચો વેપારી.

તલકચંદ કરીને એક વેપારી હતો. તેને હીરાચંદ કરીને એક ભત્રીજો હતો એક દિવસ હીરાચદને દુકાને બેસાડી તલકચદ કઇ કામ માટે ઘેર ગયો એટલામાં દુકાને એક ઢેડ ઘી લેવા આવ્યો હીરાચંદે ત્રાજવા લઇ ઘી જોખવા માડયુ. એવામા તલકચદ ત્યા આવી પહોંચ્યો, હીરાચદને ઘી જોખતો જોઇ તે બોલ્યો તને જોખતા નહિ ફાવે લાવ મારી પાસે, હુ જોખી આપુ આમ કહી તેને પાચ શેરને બદલે પોણાપાચશેર ઘી જોખી આપ્યું ભોળા દીલનો પેલો ઢેડ તો ઘી લઇ ચાલતો થયો રાત પડી એટલે તલકચદ મનમા રાજી થતો થતો ઘેર વાળુ કરવા ગયો. એવામા તેની દુકાને એકદમ આગ લાગી, ને આખી દુકાન બળી ગઇ પાપથી મેળવેલી મિલકતનો આમ થોડી વારમાં નાશ થયેલો જોઇ તલકચંદ ખુબ રડયો, પણ તેથી કઇ વળ્યુ નહિ

---

પ્ર૦ તલકચદે શી લુચ્ચાઈ કરી ?
„ લુચ્ચાઇનુ ફળ કેવુ મળ્યું ?

---

# પાઠ ૨૪. સત્ય વિષે.

## દોહરા.

સત્ય સદાએ બોલવું, જુઠે રૂઠે ઇશ;
સત્યે તો વહેવાર છે, સત્ય કદી ન છાડીશ. ૧
જુઠી સાક્ષી જે પુરે, જુઠું બોલે જેહ,
જુઠી વાત ચલાવતો પાપી હીણો તેહ ૨
જુઠા વચનો ઉપરે, રાખ નહિ વિશ્વાસ,
કરીશ કામ તારૂ કહી, કરતો નહિ નિરાશ
લવે કઈ ને કરે કઇ, તે જો બોલે સાચ,
લોક ન માને તેહને તે તો નરસો કાચ. ૪
કરે ઘાત વિશ્વાસનો, કરે વચનનો ભંગ,
પાપી તે સમ નહિ બીજો, બગડયો જ્યા મનરંગ ૫

નમકાશંકર.

---



# દયા.

રાખી દયાને ઉર વિષે, કરો લોક ઉપકાર;
ઉત્તમ કારજ એજ છે, સર્વ ધર્મનો સાર.

દલપતરામ.



# પાઠ ૨૫. મૂળરાજની દયા.

ગુજરાતના રાજા ભીમદેવને મૂળરાજ કરીને એક કુવર હતો. નાનપણુમાં તે એક વખત રાજ્યમા ફરવા નીકળ્યો હતો. ફરતો ફરતો તે એક ગામડામા જઈ ચઢયો ત્યાંના મુખીએ ચોરામાં કેટલાક ખેડુતોને અગુઠા પકડાવેલા હતા. તપાસ કરતા મૂળરાજને જણાયું, કે આ સાલ વરસાદ નહિ વરસવાથી લોકો સરકારધારો બરાબર ભરી શકયા નથી. આ ખેડુતો પાસેથી જોરજુલમથી પૈસા લેવા માટે મુખીએ તેમને આવી સજા કરીછે. આ જોઈ મૂળરાજને દયા આવી તેણે પેલા ખેડુતોનુ મહેસુલ માફ કર્યું, ને તેમને રજા આપી.

---

પ્રશ્ન ખેડુતોને અગુઠા કેમ પકડાવ્યા હતા ?
" મૂળરાજે તેમને કેમ છોડી મૂકયા ?

---

# પાઠ ૨૬. પંખીઓના માળો.

હઝરત મહમદ નામના એક ધર્મગુરુ થઇ ગયા છે. એક વખત એમની પાસે એક માણુસ લુગડાના કકડામાં

પંખીઓનો માળો લપેટીને લાવ્યો. માળામા પંખીનાં નાનાં બચ્ચાને ચીં ચીં અવાજ કરતા સાભળી હઝરત મહમદ સાહેબને દયા આવી તેમણે લુગડાના કકડામાંથી માળો બહાર કઢાવ્યો એટલામા એ બચ્ચાની મા પણ ઉડતી ઉડતી ત્યાં આવી પહોચી, ને માળા પાસે વીલે મોઢે બેઠી. આ જોઇ હઝરત મહમદ સાહેબે પેલા માણસને કહ્યું, ભાઇ, આપણે બધા પ્રાણીઓ ઉપર દયા રાખવી જોઇએ. જા, તુ આ માળો જ્યા હતો ત્યા પાછો મૂકી આવ. પેલા માણસે તરત એ માળો ઝાડ ઉપર પાછો મૂકી દીધો

---

પ્રશ્ન. હઝરત મહમદ સાહેબ પાસે પેલો માણસ શું લાવ્યો હતો ?

,, મહમદ સાહેબે તેને શુ કહ્યું ?



# પાઠ ૨૭. દયાળુ બાળક માઝિની.

માઝિની નામનો એક મોટો માણસ થઇ ગયો. એ જ્યારે નાનો હતો ત્યારે એક દિવસ તેની મા સાથે મંદિરમાં જતો હતો. રસ્તામા તેણે એક ઘરડા અપંગ

ભિખારીને જોયો તેને જોઈ માઝિનીને ઘણી દયા આવી. તેણે પોતાની માને કહ્યું, મા, તારી પાસે કાંઈ હોય તો આ બિચારા ભિખારીને આપ. જોને ! આ કેટલુ બધુ દુ:ખ વેઠે છે ! નાના બાળકની આવી દયા જોઈ પેલા ભિખારીને ઘણી નવાઇ લાગી પ્રેમને લીધે તેની આખોમાં ઝળઝળીઆ આવ્યાં તે બોલ્યો, આ છોકરો આગળ જતાં એક મહાપુરૂષ નીવડે એમ મને લાગે છે એ ભિખારીનુ આ કહેવુ આગળ જતાં ખરૂ પડયુ



પ્રશ્ન ભિખારીને જોઇ માઝિનીએ તેની માને શુ કહ્યુ ?
,, ભિખારીની આખમા ઝળઝળીઆ કેમ આવ્યા ?
,, તેણે માઝિની વિષે શુ કહ્યુ ?

---

# પાઠ ૨૮ રાજા અને ડોસી.

એક વખત મહારાજા સાતમા એડવર્ડ ગાડીમા બેસીને ફરવા ગયા હતા અસુરૂ થવાને લીધે તેમની ગાડી ઝડપથી શહેર તરફ પાછી આવતી હતી તે વખતે રસ્તામા એક ડોસી ધીમે ધીમે ચાલતી હતી તેના માથા પરનો બોજો જોઈ રાજાને તેની દયા આવી તેમણે ગાડી

ઉભી રખાવી કહ્યુ, માજી, આવો, આ ગાડીમા બેસી જાઓ ડોસી તેમનો ઉપકાર માની ગાડીમા બેઠી રાજાએ પૂછ્યુ, આ ટોપલીમા શુ છે? ડોસીએ કહ્યુ, એમાં શાક છે તેને ભાગ ઓછો કરવાના વિચારથી રાજાએ એ શાક ખરીદી લેવાની ઇચ્છા જણાવી ડોસીએ કહ્યુ, તમે એનુ શું આપશો? રાજાએ કહ્યુ મારા માતુશ્રીની છબી ડોસીએ જાણ્યુ કે આ તો મારી મશ્કરી કરે છે, તેથી તે કઇ બોલી નહિ શહેરમા પહોચ્યા પછી રાજાએ ડોસી પાસેથી શાક લીધુ, ને તેના હાથમા એક ગીની મૂકી કહ્યુ, લો, આ મારા માતુશ્રીની છબી ગીની ઉપર મહારાણી વિક્ટોરીઆની છાપ જોઇ ડોસીએ વિચાર્યુ, કે આ જરૂર મહારાજા એડવર્ડ હોવા જોઇએ

---

પ્રશ્ન રાજાએ ડોસીને ગાડીમા કેમ બેસાડી?

" તેમણે ડોસી પાસેથી શાક શા માટે ખરીદ્યુ?





# ભાઇભાંડુ પર પ્રેમ.

ભાઇ ભાંડુ ઉપર સદા, રાખો હેત અપાર;
સપ વધે તેથી વળી. સુખ થાયે નિરધાર.



# પાઠ ૩૦. બે પક્ષીઓની વાત.

સંપાતિક અને જટાયુ નામના બે ગીધ પક્ષીઓ હતા. એક વખત એ બંને આકાશમા ઊડવા લાગ્યા ઊડતાં ઊડતા તેઓ ઘણે ઉંચે ચઢયા બપોર થયા એટલે તેમને સખત તાપ લાગવા માડયો. ગરમીને લીધે તેમના મોં સુકાઇ ગયાં ને પાંખો બળવા લાગી. જટાયુ ઘણો ગભરાઈ ગયો એ જોઇ તેના મોટા ભાઇ સંપાતિકે પોતાની પાંખો પહોળી કરી તેના પર છાયા કરી જટાયુને તેથી શાન્તિ વળી, પણ સંપાતિકની પાંખો બળી ગઇ પાંખો વિના તેનાથી ઊડી શકાયુ નહિ, એટલે બેભાન થઇ તે જમીન પર પડયો તેનુ દુઃખ જોઇ જટાયુને ઘણુ લાગી આવ્યુ. તેણે વિચાર્યું કે મને સુખ આપવા જતાં ભાઈ દુઃખી થયો માટે મારે તેની સારવાર કરવી જોઇએ. આમ વિચારી તે સપાટા બંધ નીચે ઉતર્યો.

---

પ્રશ્ન સંપાતિકની પાંખો શાથી બળી ગઇ ?

,, જટાયુને શો વિચાર થયો ?

,, તે નીચે કેમ ઉતર્યો ?

---

# પાઠ ૩૧. ભાઇઓ પર હેત.

યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ, અને નકુળ; એ પાંચ ભાઇઓ હતા. તે પાંડવ કહેવાતા હતા. એક વખત તેમના પીતરાઇ ભાઇ દુર્યોધને તેમને એક ઘરમાં પૂરી પછી એ ઘર સળગાવી મૂક્યુ. ભીમે તરત પોતાના ભાઇઓને ખાંધે બેસાડી લીધા, ને એક રસ્તે થઇને બહાર નીકળી તે દોડતો ચાલ્યો. દોડવાથી તેના પગ ભરાઇ ગયા, છતા વચ્ચે અટક્યા વગર તે તેમને ઘણે દૂર લઇ ગયો. પછી તેણે તેમને એક ઝાડ નીચે ઉતાર્યા અને નિરાંતે ઊંઘવા દીધા. પોતે તેમની ચોકી કરવા જાગતો બેસી રહ્યો.

પ્રશ્ન ભીમે સળગતા ઘરમાંથી પોતાના ભાઇઓને શી રીતે બચાવ્યા ?

" ઝાડ નીચે તે જાગતો કેમ બેસી રહ્યો ?

---

# પાઠ ૩૨. સલાટના છોકરાની વાત.

ફ્રાન્સના કોઇ ગામડામાં એક ગરીબ સલાટ તેના બે દીકરા સાથે રહેતો હતો. એક વખત તેને સખત તાવ

આવ્યો તેથી તે મરણ પામ્યો. તેના મરણથી તેના બે દીકરા તેમની મા પાસે પારિસ જવા તૈયાર થયા તે વખતે તેમની પાસે માત્ર આઠ રૂપિયા હતા એટલા રૂપિયાથી બને જણનું ગાડી ભાડુ પુરૂ થાય તેમ ન હતુ તેથી મોટા ભાઇએ નાના ભાઇને એક ભાડાના ગાડામા બેસાડયો ને પોતે પાછળ ચાલવા લાગ્યો મોટો છોકરો બાર વરસનો ને નાનો નવ વરસનો હતો. નાના ભાઇને ગાડામા ટાઢ ન લાગે માટે મોટા ભાઇએ તેને પોતાનો ગરમ કોટ પહેરાવ્યો. રસ્તામા ચાલતા તે જરા પાછળ પડી જતો કે તરત પાછો દોડીને ગાડા સાથે થઇ જતો, ને ભાઇની સભાળ લેતો કેટલેક દૂર ગયા પછી તે બિચારો થાકી ગયો છતા પણ દોડતો ને હાફતો તે ગાડા સાથેજ ચાલતો હતો તેને જોઇને ગાડામા બેઠેલા માણસોને દયા આવી. તેમણે ભાડુ ભરી તેને ગાડામા બેસાડી લીધો પારિસ પહોચ્યા પછી પોતાની મા તથા નાના ભાઇના ગુજરાન માટે તેણે આટલી નાની ઉંમરે સલાટનુ કામ કરવા માડયુ આ છોકરો તે પ્રસિદ્ધ ફ્રેંચ કવિ માઇકલ જીન

---

પ્ર૦ મોટો છોકરો તેના ભાઇને પારિસ શી રીતે લઇ ગયો ?

,, ભાઇને માટે તેણે શુ શું દુખ વેઠયુ ?

,, તેણે સલાટનો ધંધો કેમ કરવા માંડયો ?

# પાઠ ૩૩. બે ભાઇઓની વાત.

યુરોપમા એક પહાડી દેશ છે શિયાળામા ઘણી ટાઢ પડે છે એક દિવસ બે નાના છોકરા એક ગામડાની ભાગોળે રમતા હતા રમતા રમતા તે એક જંગલમા જઈ ચઢયા સાંજ પડી એટલે તે બન્ને ઘર તરફ પાછા વળ્યા, પણ તે વખતે અંધારૂં થઈ ગયું હતુ તેથી તેમને રસ્તો જડયો નહિ મોટો છોકરો નવ વરસનો હતો ને તેનો નાનો ભાઇ ૬ વરસનો હતો વળી ટાઢને લીધે નાનો ભાઇ થરથર ધ્રુજતો હતો મોટા ભાઇએ તરત તેને પોતાનો ગરમ કોટ ઓઢવા આપ્યો પછી તે તેનો હાથ ઝાલી એક ગુફામા લઇ ગયો ત્યા સુકા પાદડા પડયા હતા તે ભેગા કરી તે પર તેને સુવડાવ્યો આમ કર્યાં છતા તેને હુંફ ન વળી આખરે મોટો ભાઇ તેના ઉપર આડો પડયો એથી નાના ભાઈને કંઇક હુંફ વળી ને તે ઊંઘી ગયો સવાર થયા પછી બન્ને ઘેર ચાલ્યા ગયા

---

પ્ર૦ મોટા છોકરાએ નાના છોકરાની ટાઢ શી રીતે મટાડી



# સંપ.

બહુ જન મળીને જે કરે, તે એકે ન કરાય;
સાવરણી ઘર સાફ કરે, સળી એકે શું થાય?

દલપતરામ

# પાઠ ૩૪. સિંહ અને ચાર બળદ.

એક વગડામા ચાર મોટા બળદ એકબીજા સાથે હળીમળીને રહેતા હતા તે હમેશા સાથે ફરતા ને ચારો ચરવા પણ સાથે જતા વગડાનુ લીલુ ઘાસ ચરીને તે બધા ખૂબ તાજા થયા હતા એક સિંહે એક વખત તેમને મારી ખાવાનો વિચાર કીધો એ સિહ એકેક બળદને મારી નાખે એટલો જોરાવર હતો, પણ ચારેને સાથે મારવા જેટલી શકિત તેનામા ન હતી રાત દિવસ તે બળદની પાછળ ફરતો, પણ લાગ મળે નહિ ને તેની દાઢ ગળી થાય નહિ પછી એણે વિચાર કર્યો, કે જ્યા સુધી આ બળદોનો સ પ તૂટશે નહિ ત્યા સુધી મારૂ કઈ વળવાનુ નથી પછી તેણે પેલા બળદોને આડુ અવળુ સમજાવી લડાવી માર્યા લડીને તે ચારે છુટા પડયા એટલે સિહે તે બધાને એક પછી એક મારી ખાધા.



પ્રશ્ન. સિહ પ્રથમ તે બળદોને કેમ મારી શકયો નહિ ?

" બળદોનુ મોત શાથી થયું ?

# પાઠ ૩૫. પંખીઓની સભા

એક ટીટોડાનુ જોડુ હતુ તે દરીઆકિનારે રહેતુ હતુ એક વખત પાણીની છોળથી તેમના ઇડા દરીઆમા તણાઇ ગયા દરીઆ પાસેથી એ ઇંડા પાછા લેવાને ટીટોડા એ બધા પખીને ભેગા કર્યા.

સભા ભરાઇ એટલે ગરુડને તેનુ પ્રમુખપદ આપ્યુ પ્રમુખ ખુરશી ઉપર બેઠા એટલે પેલા ટીટોડાએ સભા ભરવાનુ કારણ કહી સભળાવ્યુ. તે ઉપરથી સભાએ ઠરાવ કર્યો, કે ટીટોડાના ઇડા પાછા ન આપે તો પછી આપણે બધાએ ભેગા થઇ તેને પુરી નાખવો! ઉપર પ્રમાણેનો ઠરાવ લખી તેમા ગરુડની સહી કરાવી તે દરીઆ ઉપર મોકલી દીધો. ઠરાવ વાચી તે ખડખડ હસ્યો તેણે વિચાર કર્યો, કે આ બધા પખીઓ મને શુ કરવાના હતા! ઠરાવમા લખેલી મુદત પુરી થઇ એટલે બધા પખી ભેગા થયા તેમણે દરીઓ પુરવા માડયો બધા પખી ચાચમા પાણી લઇ બહાર જઇ ઠાલવી નાખે ને ત્યાથી કાકરા લાવી દરીઆમા નાખે આમ કરવાથી ધીમે ધીમે તે પુરાવા માડયો, તેથી તે ગભરાયો તે પખીઓ પાસે આવી હાથ જોડી બોલ્યો, ભાઇઓ, તમે હવે મારા પર મહેરબાની કરો હુ તમારા ઇડા બહાર

કાઢી આપુ છુ આમ કહી તેણે ઇંડા બહાર કાઢી આપ્યા એટલે બધા પખી વેરાઇ ગયા.



પ્રશ્ન ઇંડા પાછા લેવા માટે ટીટોડાએ શુ કર્યું ?
,, દરીઆએ તેને ઇંડા કેમ કાઢી આપ્યા ?



# પાઠ ૩૬. સુંદ અને ઉપસુંદની વાત.

દૈત્યરાજ હિરણ્યકશિપુના વંશમા સુદ અને ઉપસુદ નામના બે દૈત્ય ભાઇઓ હતા એ બને બહુ પરાક્રમી અને નિર્દય હતા તેઓ સાથે રમતા, અને જમતાને કામ કરવા અને લડવા પણ સાથે જતા એક વખત તેમને ભારે તપ કર્યું તેથી બ્રહ્મદેવે પ્રસન્ન થઇ તેમને વરદાન આપ્યુ કે જ્યા સુધી તમે સપીને રહેશો ત્યા સુધી તમારૂ મોત થશે નહી હવે તેઓ લોકો ઘણું દુખ દેવા લાગ્યા તેના જુલમથી પૃથ્વી થરથર કપવા લાગી ને દેવો પણ બીધા એ વાત ઇંદ્રે જાણી એટલે તેમ લડાવવાને તેણે તિલો-તમા નામની એક અપ્સરાને તેમની પાસે મોકલી એ અપ્સરાને પરણવામાટે તે એક બીજા સાથે લડી પડ્યા એ તકનો લાભ લઇ ઇંદ્રે તે બનેનોનાશ કર્યો



પ્ર૦ દૈત્ય ભાઇઓ કેવી રીતે રહેતા હતા ?
,, બ્રહ્મદેવે તેમને શુ વરદાન આપ્યુ ?
,, તેમનો નાશ શાથી થયો ?

# પાઠ ૩૭. પૃથુરાજ અને જયચંદ

પૃથ્વીરાજ અને જયચદ નામના બે મસિઆઇ ભાઇ હતા. પૃથ્વીરાજ દિલ્હીમા અને જયચદ કનોજમા રાજ્ય કરતો હતો, બંને ભાઇ ઘણા બળવાન હતા, પણ તે એક બીજા સાથે હમેશા લડયા કરતા હતા તેમના વખતમા મુસલમાનો આપણા દેશ ઉપર ચડાઇઓ કરવા લાગ્યા. જ્યારે તેમને દિલ્હી પર ચઢાઈ કરી ત્યારે જયચદે પૃથ્વીરાજને બીલકુલ મદદ કરી નહિ પૃથ્વીરાજ એકલો મુસલમાનો સાથે લડતા હાર્યો ને મરાયો એ જોઇ જયચંદ ઘણો ખુશી થયો બીજે વરસે મુસલમાનોએ તેના ઉપર સવારી કરી. લડાઇમા તેને મદદ કરનાર કોઇ હતુ નહિ તેથી પૃથ્વીરાજની પેઠે તે પણ મુસલમાનો સાથે લડતા માર્યો ગયો. જો એ બને રાજાઓ સપીને મુસલમાનો સાથે લડયા હોત તો તેમનો નાશ થાત નહિ ને લાબી મુદત સુધી સુખેથી રાજ કરી શકત



પ્રશ્ન. પૃથ્વીરાજનો અને જયચદનો નાશ શાથી થયો ?
,, જો તેઓ સપીને રહ્યા હોત તો શુ થાત ?





## વફાદારી,

સાચો સેવક પ્રેમથી, કરે ધણીનાં કામ;
દુઃખમાં પણ સાથે રહે, હૈયે રાખી હામ.



# પાઠ ૩૮, રાવણ અને જટાયુનું યુદ્ધ.

રામ, લક્ષ્મણ, ને સીતા પંચવટીમાં રહેતાં હતાં. એક વખત રામ અને લક્ષ્મણ શિકારે નીકળી પડ્યા હતા ઝુંપડીમાં સીતાજી એકલાં બેઠાં હતાં તે જોઇ લંકાનો રાજા રાવણ તેમને પકડી જવા આવ્યો સીતાજીને બળાત્કારે રથમાં નાખી તે ચાલતો થયો તેના રથનો અવાજ સાંભળી જટાયુ ચમકી ઉડ્યો એ રામનો સેવક હતો રથમાં સીતાજીને રડતાં જોઇ તેણે રાવણને કહ્યું તું રાજા થઈને આ સ્ત્રીને જોર જુલમથી ઉપાડી જાય છે એ ઠીક કહેવાય નહિ જો કે તું ઘણો જોરાવર છે ને હું ઘરડો છું, તોપણ હું તને ઘડી વારમાં મારી નાખીશ એ સાંભળી રાવણને ક્રોધ ચઢ્યો, તે બે વચ્ચે યુદ્ધ થયું રાવણે બળ કરી જટાયુને ઘણા બાણ માર્યા, પણ તે બધા ચૂકાવી દઈ જટાયુ રાવણની પીઠ પર ચઢી બેઠો ચાંચ ને પંજાથી તેણે રાવણનું શરીર ઉઝરડી લોહી લોહાણ કરી નાખ્યું તેથી રાવણે તરવાર વતી જટાયુની પાંખો તથા પગ કાપી નાખ્યા પછી તે સીતાજીને લઇ ચાલતો થયો. રામ લક્ષ્મણ સીતાજીને શોધતા શોધતા જટાયુ પડ્યો હતો ત્યાં આવ્યા તેમને બધી વાત કહ્યા પછી જટાયુ મરણ પામ્યો.



પ્રશ્ન—જટાયુ રાવણ સાથે કેમ લડ્યો ?

પ્ર૦—લડાઇમાં જટાયુના કેવા હાલ થયા ?

# પાઠ ૩૯ પાદશાહ અને સિપાઇ.

દિલ્હીની ગાદી પર હુમાયુ કરીને એક પાદશાહ થઇ ગયો શેરખા નામના પઠાણે એનુ રાજ્ય જીતી લીધુ એટલે એ દિલ્હી છોડીને સિંધમા નાસી ગયો. ત્યા પણ તે નિરાતે રહી શકયો નહિ શત્રુના માણસો તેને પકડવાને હમેશાં તેની પાછળ ભમ્યા કરતા હતા એક વખત પકડાઇ જવાની બીકથી તે પોતાના ઘોડા પર બેસી મધરાતે નાઠો. તે વખતે તેની સાથે માત્ર બે ઘોડેસવાર હતા. રસ્તામા તેનો ઘોડો ઘણો થાકી ગયો ને આખરે મરણ પામ્યો હુમાયુને માથે આવુ સકટ આવી પડેલુ જોઈ તેના એક ઘોડેસવારે તરત પોતાનો ઘોડો તેને આપી દીધો ને પોતે પાછળ પગે દોડવા લાગ્યો જો આ વખતે તે સિપાઇએ હુમાયુને ઘોડો આપ્યો ન હોત તો તે જરૂર શત્રુઓના હાથમા પકડાઇ જાત



પ્રશ્ન—હુમાયુને તેના સિપાઇએ શી મદદ કરી ?

પ્રશ્ન—તેણે હુમાયુને ઘોડો ન આપ્યો હોત તો શુ થાત ?



# પાઠ ૪૦. મદારી અને વાંદરો.

સતારા જિલ્લામાં એક મદારી એક ગામથી બીજે ગામ જતો હતો. તેની પાસે એક બકરો ને ત્રણ વાંદરા હતા રસ્તામાં તેને કેટલાક લુટારા મળ્યા. તેમણે તેની પાસેથી બકરો ને વાંદરા લેઇ લીધા. તેમાંથી એક વાંદરો નાસી ઝાડ ઉપર ચઢી ગયો. લુટારાઓએ મદારીને મારી નાખી એક જગાએ દાટયો વાંદરે ઝાડ ઉપર બેઠા બેઠાં એ જગા ધ્યાનમા રાખી. તેમના ગયા પછી તે ઝાડ ઉપરથી નીચે ઉતર્યો ને પાસેના ગામમા ગયો ત્યાના પોલિસ પટેલને ઇશારતથી તે વગડામાં તેડી લાવ્યો પછી મદારીને દાટેલી જગાએ જઈ તેણે ભોંય ખોતરવા માંડી પટેલને એથી વહેમ પડયો. તેણે જગા ખોદાવી જોયુ તો અંદરથી મુડદુ હાથ આવ્યુ. પછી તપાસ થઇ તેમા પેલા લુટારા પકડાયા ને તેમને ભારે સજા થઇ

---

પ્રશ્ન—પટેલ પાસે જઇ વાંદરે શુ કર્યું ?



## નીતિવાચનમાળા-પુસ્તક ૧. લું.

તમારા તરફથી નીતિ વાચનમાળા નામની નાની ચોપડી મળી. તેમાંથી બાર પંદર વાર્તાઓ વાંચી ગયો. વાર્તાઓ સારી લખાઈ છે. ભાષા સાદી અને છોકરાં સમજે એવી છે ઘણી વાર્તાઓ એવી છે, કે છોકરાને વાચવી તથા સાભળવી ગમે

રા. રા. નન્દનાથ કેદારનાથ દિક્ષિત, બી એ.
——— વિદ્યાધિકારી-વડોદરા રાજ્ય.

તમારૂ નીતિવાચનમાળા પુસ્તક ૧ લુ વાચ્યુ ભાષા સાદી અને સરલ છે, તેમજ વાર્તાઓ બાળકોને રસ પડે તેવી હોઇ પુસ્તક સર્વ રીતે બાળકોને લાયક છે આવા બાળસાહિત્યની ઘણી ખોટ હોવાથી મારી ખાતરી છે, કે આ પુસ્તક ઘણુ ઉપયોગી થઇ પડશે.

સ્વ૦ ડો. ઠાકોરલાલ રણછોડલાલ પડ્યા,
એમ એ બી એસ સી, પી એચ ડી

---

## નીતિવાચનમાળા-પુસ્તક ૨ જુ

રા ડાહ્યાલાલ વ્રજલાલ પડિત પ્રસિદ્ધ કરેલુ નીતિ વાચનમાળા પુસ્તક બીજુ જોતા જણાય છે, કે તેમા બાળકોને બોધ આપે એવી સરલ વાર્તાઓનો સગ્રહ સારો કરવામા આવ્યો છે છાપ પણ ચોકખી છે નીતિ તથા સદ્ગુણની છાપ બાળપણથીજ કુમળા મગજ પર પડવાથી તેની અસર જીવિત પર્યન્ત ટકી રહે છે અને તેને લીધે જીવન સન્માર્ગે દોરાય છે આ લાભ લેનાર વ્યક્તિ પોતાનુ તથા સમાજનુ પણ કલ્યાણ કરી શકે છે તેથી આવા પુસ્તકના ઉપયોગીપણા વિષે બે મત હોઈ શકેજ નહિ

રા ડાહ્યાલાલ ભવિષ્યની પ્રજાના હિતને માટે આ પોતાનો પ્રયત્ન ચાલુ રાખે છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

રા રા છગનલાલ હરિલાલ પડ્યા. બી એ
માજી ચીફ એજ્યુકેશનલ ઑફિસર-જુનાગઢ સ્ટેટ

---

નીતિવાચનમાળાના બીજા પુસ્તકમાં ખરેખર ક્રમ તથા સફાઈ બન્નેમાં સારો સુધારો કર્યો છે. વાર્તાઓ ઘણી સારી રીતે લખાઈ છે. ભાષા સરલ ને સીધી છે, વાર્તાના વિષયો પણ અનુકૂળ અને યોગ્ય છે; બાળકોને વાંચવાના પુસ્તકોમા આ બીજું પુસ્તક એક ખાસ પુસ્તકનો ઉમેરો કરે છે, અને દરેક નિશાળ અને દરેક ઘર એકેક નકલ તો રાખ-શેજ એવો મને ભરોસો છે.

રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારિયા
એમ. એ એલ. એલ. બી.
મ્યુ. પ્રા. શાળાઓના સુપરિન્ટેન્ડેન્ટ–મુંબાઈ.

---

## નીતિવાચનમાળા–પુસ્તક ૩ જુ.

નીતિવાચનમાળાનું ત્રીજું પુસ્તક છપાવા પામ્યું તે જાણી રાજી થયો છુ. એવા નાનાં બોધદાયક પુસ્તકોની બાળકો માટે ઘણી જરૂર છે વાર્તાદ્વારા ઉપદેશ મન પર દૃઢ સંસ્કાર પાડે છે તમારી પુસ્તકમાળાને વાચકવર્ગ તરફથી આવકાર મળે છે તે જાણી આનંદ પામુ છુ

રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી. બી એ.
માજી પ્રિન્સિપલ પી. આર. ટ્રેનિગ કોલેજ અમદાવાદ.

---

## નીતિવાચનમાળા–પુસ્તક ૪ થું.

પુસ્તકમા બોધદાયક અને મનોરંજક વાર્તાઓનો સારો સંગ્રહ છે દરેક પાઠને અંતે પ્રશ્નો મૂક્યા છે તે પદ્ધતિ બાળકોને ઉપયોગી થાય એવી છે. તેમજ પાઠને લગતા ઉપદેશને અનુકૂળ કાવ્યો પુ-સ્તકોમાં ઉતાર્યા છે તે પણ વાચવા લાયક છે.

ઑન૦ રા. બા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ.
——— બી એ. એલ. એલ. બી.